# 17. જીવરામ ભટ્ટ



**દલપતરામ**

**જન્મ : 1820, અવસાન: 1898**

કવિ દલપતરામ ડાહ્યાભાઈનો જન્મ સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણમાં થયો હતો. અર્વાચીન ગુજરાતી સાહિત્યના આરંભકાળે દલપતરામની પદ્ય-ગદ્ય પ્રવૃત્તિ અનેક રીતે ધ્યાન ખેંચનારી બની છે. આ કવિની કવિતાએ ગુજરાતના સાહિત્ય અને સંસ્કારજીવન ઉપર ઘણી મોટી અસર કરી છે. 'દલપત કાવ્ય 1-2'માં તેમનાં કાવ્યો સંઘરાયેલાં છે. ગમ્મત સાથે જ્ઞાન પીરસે તેવાં બાળકાવ્યો પણ તેમણે મોટી સંખ્યામાં આપ્યાં છે. કવિતા ઉપરાંત નાટક અને નિબંધ ક્ષેત્રે પણ તેમનું નોંધપાત્ર પ્રદાન છે. 'મિથ્યાભિમાન' તેમનું જાણીતું નાટક છે.

'મિથ્યાભિમાન'ના છઠ્ઠા અંકમાંથી આ અંશ લીધો છે. આ નાટકના સંવાદો જીવરામ ભટ્ટના અહમ્-અભિમાનભર્યા વ્યક્તિત્વને સારી રીતે ઉપસાવી આપે છે. આખો અંશ હાસ્ય-કટાક્ષની શૈલીમાં આલેખાયો હોવાથી સૌ કોઈને વાંચવો ગમે તેવો બન્યો છે.

## અંક છઠ્ઠો

### પ્રવેશ 1 લો

**સ્થળ : રઘનાથ ભટ્ટનું ઘર**

(પડદો ઊઘડ્યો. ત્યાં રઘનાથ ભટ્ટ સહકુટુંબ, ગંગાબાઈ તથા જીવરામ ભટ્ટ છે.)

ગંગા : જીવરામ ભટ્ટ, તમે અમને દેખો છો ?

રંગલો : દેખે છે એનો બાપ !

જીવરામ : કેમ નહિ દેખતા હોઈએ ? કાંઈ આંધળા-બાંધળા છીએ કે શું ?

ગંગા : તમે અત્યારે કાગળ વાંચી શકો છો ખરા ?

રંગલો : કાગળ તો શું ? પણ અત્યારે મોતી વીંધે છે તો ?

જીવરામ : અત્યારે અમે રાતે પુસ્તક લખીએ છીએ તે કેમ લખાતું હશે ?

સોમનાથ : કાગળ આપું તો વાંચશો ?

જીવરામ : હા, લાવો, શા વાસ્તે નહિ વાંચીએ !

સોમનાથ : લો, આ કાગળ વાંચો જોઈએ. (નાખે છે, તે જીવરામ ભટ્ટના પગ પાસે પડે છે.)

જીવરામ : લાવો, કાગળ.

સોમનાથ : એ તમારા પગ આગળ પડ્યો. નીચા નમીને લ્યો.

જીવરામ : તમારી આગળ નીચા નમવાની અમારે ગરજ નથી.

રંગલો :

**શ્લોક**

નમંતિ ફલિનો વૃક્ષા, નમંતિ ગુણિનો જનાઃ

શુષ્કકાષ્ટં ચ મૂર્ખાશ્ચ, ન નમંતિ કદાચન્ ॥

**અર્થ** : ફળવાળાં ઝાડ નમે કે ગુણવાન માણસ નમે; પણ સૂકું લાકડું કે મૂર્ખ કદી નમે નહિ.

સોમનાથ : (લઈને આપે છે.) લ્યો આ કાગળ.

રંગલો : જોજો, ભાઈઓ, સૂરદાસજી કાગળ વાંચે છે ! ખરેખરો વાંચશે કે શું ?

રઘનાથ : (સોમનાથને) એમાં તો ઝીણા અક્ષર છે. પેલા મોટા અક્ષરવાળો કાગળ વાંચવા આપ્યો હોત તો ઠીક.

સોમનાથ : કાંઈ ઝીણા નથી. આંધળો પણ વાંચી શકે એવા મોટા દીવા જેવા અક્ષર છે.

જીવરામ : આ લ્યો ત્યારે, તમારો કાગળ અમારે નથી વાંચવો.

(નાખી દે છે.)

સોમનાથ : કેમ થયું ?

જીવરામ : તમે કહો છો કે આંધળો વાંચી શકે એવા અક્ષર છે; તો અમે કાંઈ આંધળા નથી કે એવા અક્ષર વાંચીએ. દેખતો વાંચી શકે એવો કાગળ હોય તે અમે તો વાંચીએ.

ગંગા : (ત્રણ આંગળીઓ બતાવીને) જીવરામ ભટ્ટ, આ કેટલાં આંગળાં છે ? કહો જોઈએ.

જીવરામ : કહીએ તો તમે શું આપશો ?

ગંગા : લાખેણી લાડી આપી છે ને હવે બીજું શું આપીએ ? જો અત્યારે દેખી શકતા હો તો કહો.

જીવરામ : એમાં શું કહેવું છે ? પાંચ છે.

ગંગા : જૂઠા પડ્યા, જૂઠા પડ્યા. (હસે છે.)

જીવરામ : શી રીતે જૂઠા પડ્યા ?

રંગલો :

## દોહરો

અભિમાનીને અંતરે, ભાસે જો નિજ ભૂલ;
તોપણ તેની જીભથી, કદિ નહિ કરે કબૂલ.



ગંગા : ત્રણ આંગળીઓ ઊભી રાખીને, બે આંગળીઓ વાળીને મેં પૂછ્યું હતું.

જીવરામ : ત્યારે અમે પણ એ જ કહ્યું કે નહિ ? ત્રણ આંગળીઓ ઊભી અમે દીઠી, અને બે વાળેલી દીઠી. તે બધી મળીને પાંચ દીઠી, માટે પાંચ કહી. તમે ક્યારે એમ પૂછ્યું હતું કે કેટલી ઊભી, ને કેટલી વાળેલી છે ?

સોમનાથ : (પાંચે આંગળાં ખુલ્લા રાખીને) વારુ, આ કેટલી આંગળીઓ છે, કહો જોઈએ ?

જીવરામ : (બીજી તરફ ગણે છે.) આ એક, બે, ત્રણ અને ચાર છે.

સોમનાથ : જૂઠા પડ્યા; જૂઠા પડ્યા.

જીવરામ : શી રીતે જૂઠા પડ્યા ? અમે કદી જૂઠા પડીએ જ નહિ.

રંગલો :

## ઉપજાતિ વૃત્ત

વાચાળ જો વાદ વૃથા જ થાપે,
તથાપિ તે સત્ય કરી જ આપે;

ભરીસભામાં શતવાર ભૂલે,
તથાપિ જીભે કદિ ના કબૂલે.

વાચાળ કદી બંધાય જ નહિ, ગમે તે રસ્તે થઈને નીકળી જાય. પણ હવે જીવરામ ભટ્ટ સંકડાશમાં આવ્યા. હવે છૂટી શકે એવો એકે રસ્તો મને તો લાગતો નથી. હવે જૂઠા ઠરી ચૂક્યા.

જીવરામ : તારા જેવા ઠગ અમને જૂઠા કહે તેથી શું ? પણ જ્યારે ત્રાહિત લોકો કહે ત્યારે ખરું.

રંગલો : ત્યારે હવે તમારું સાચાપણું સાબિત કરો જોઈએ.

જીવરામ : સો રૂપિયાની હોડ કર. જો અમે જૂઠા ઠરીએ, તો તને સો રૂપિયા આપીએ; અને જો તું જૂઠો ઠરે તો તારી પાસેથી સો રૂપિયા અમે લઈએ.

રંગલો : જાદુગર સાથે ને વાચાળ સાથે હોડ તો કરીએ જ નહિ. કહ્યું છે કે તેની તદબીરો ઘણી હોય.

### ઉપજાતિ વૃત્ત

વાચાળશું હોડ કદી ન કીજે,
જાદુગરોથી બળ બાંધી બીજે.
સૂઝે ન તેના સઘળા શિરસ્તા,
વિચિત્ર તેના છળની વ્યવસ્થા.

સોમનાથ : પાંચે આંગળાં ખુલ્લાં રાખીને મેં પૂછ્યું હતું કે આ કેટલી આંગળી છે ?

જીવરામ : તે ખરી વાત; અમે ચાર આંગળીઓ દીઠી માટે ચાર કહી અને પાંચમો તો અંગૂઠો છે. આંગળી ક્યાં છે ?

('મિથ્યાભિમાન'માંથી)

## ● ટિપ્પણ

**મોતી વીંધે છે** મોતી વીંધી શકે એવી તેજસ્વી આંખો છે. **ગરજ** ખપ, જરૂર, સ્વાર્થ **સૂરદાસજી** (અહીં) અંધ **કબૂલ** મંજૂર, માન્ય **તદબીર** યુક્તિ, ઉપાય **શિરસ્તો** પ્રથા, રિવાજ

## ● ભાષા સજ્જતા

તમે ધોરણ - 6માં ક્રિયાપદ વિશે શીખી ગયાં છો.

- **નીચેનાં વાક્યો વાંચો :**

(1) જીવરામ ભટ્ટ જૂઠા **પડ્યા.**

(2) સો રૂપિયાની **હોડ કર.**

(3) તમારો કાગળ અમારે નથી **વાંચવો.**

ઉપરનાં વાક્યોમાં **'પડ્યા', 'હોડ કર'** અને **'વાંચવો'** જેવા શબ્દો ક્રિયાસૂચક પદ હોવાથી ક્રિયાપદો છે.

હવે નીચેનાં વાક્યો વાંચો :

(1) દીર્ઘાયુ **બેઠો.**

(2) રાજા **સૂતો.**

(3) રાજકુમારી **રડી.**

ઉપરનાં વાક્યોમાં **'બેઠો', 'સૂતો'** અને **'રડી'** એ ત્રણ ક્રિયાપદો છે એમ તમે કહેશો. વળી, દીર્ઘાયુ, રાજા અને રાજકુમારી જેવા શબ્દો 'કર્તા' છે, પરંતુ 'કર્મ' નથી છતાં, ક્રિયાપદ હોવાથી તે વાક્યોના અર્થ સમજાય છે. વાક્યનો અર્થ પૂરો કરવા માટે જે ક્રિયાપદને કર્મ લગાડવાની જરૂર પડતી નથી તેને **અકર્મક ક્રિયાપદ** કહે છે.

- **અભ્યાસ**

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો આપો :

1. જીવરામ ભટ્ટ પગ પાસે પડેલો કાગળ લેવાની ના કેમ પાડે છે ?
2. ગંગા કેવો પ્રશ્ન પૂછે છે ? જીવરામ તેનો શો ઉત્તર આપે છે ?
3. કેવાં વૃક્ષ અને માણસ નમે છે ?
4. જીવરામ ભટ્ટ શાની હોડ કરવાનું કહે છે ?

### 2. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે તે કહો :

1. ''કાગળ તો શું ? પણ અત્યારે મોતી વીંધે છે તો.''
2. ''એમાં તો ઝીણા અક્ષર છે.''
3. ''લાખેણી લાડી આપી છે.''
4. ''ત્યારે હવે તમારું સાચાપણું સાબિત કરવું જોઈએ.''

● **સ્વાધ્યાય**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :**

1. 'જીવરામને બીજો કાગળ આપ' - આવું રઘુનાથ સોમનાથને શા માટે કહે છે ?
2. જીવરામ ભટ્ટ શા માટે કાગળ પાછો આપે છે ?
3. ગંગાએ બતાવેલી આંગળીઓ પાંચ છે - એવું જીવરામે કહ્યું છતાં ખોટા કેમ ન પડ્યા ?
4. રંગલો કોની-કોની સાથે હોડ કરવાની ના પાડે છે ? શા માટે ?

**2. રંગલો નીચે મુજબનાં વિધાનો બોલે છે ત્યારે ખરેખર તે શું કહેવા માંગે છે તે લખો.**

- 'દેખે છે એનો બાપ !'
- 'કાગળ તો શું ? પણ અત્યારે મોતી વીંધે છે તો !'
- 'સૂકું લાકડું કે મૂર્ખ કદી નમે નહીં.'
- 'જો જો, ભાઈઓ, સુરદાસજી કાગળ વાંચે છે !'

**3. તમારા હાથનો પંજો દોરી તેની દરેક આંગળીઓનાં નામ લખો.**

**4. નીચે આપેલાં વાક્યોનો અર્થ ન બદલાય તે રીતે ઉદાહરણ મુજબ પ્રશ્નાર્થવાક્યો બનાવો :**

ઉદાહરણ - તારા જેવા ઠગ અમને જૂઠા કહે તેનું કંઈ જ મહત્ત્વ નથી.

તારા જેવા ઠગ અમને જૂઠા કહે તેથી શું ?

1. હવે, બીજું કંઈ આપવા જેવું નથી.

   ____________________

2. અમે પણ એ જ કહીએ છીએ.

   ____________________

3. કહીએ તો તમે કંઈ નથી આપવાના.

   ____________________

**5. પ્રજાસત્તાક પર્વની ઉજવણી નિમિત્તે તમારા ગામના સરપંચશ્રી, નગરપાલિકાના પ્રમુખશ્રી તથા શાળા વ્યવસ્થાપન સમિતિના સભ્યશ્રીઓને કાર્યક્રમમાં આમંત્રણ આપતી પત્રિકા તૈયાર કરો.**

6. આ નાટકમાંના રંગલાની વેશભૂષા તમારે પહેરવાની હોય, તો કેવો પોશાક પસંદ કરો ?

7. તમારી શાળાના વાર્ષિકોત્સવ વખતે આ નાટક તમારે ભજવવું હોય, તો શી-શી તૈયારી કરશો ?

8. આ નાટકમાં આવતી કાવ્યપંક્તિઓ યોગ્ય ઢાળમાં વર્ગ સમક્ષ ગાઓ.

- **પ્રવૃત્તિ**

- પાંચ-પાંચ વિદ્યાર્થીઓનાં જૂથ બનાવી રમૂજી ટુચકાઓ લખો.
- આ નાટક તમારી શાળાની પ્રાર્થનાસભામાં ભજવો.
- તમારી શાળા લાઈબ્રેરીમાંથી બાળનાટિકાનાં પુસ્તકો મેળવીને વાંચો.
- 'મિથ્યાભિમાન' વ્યક્તિ માટે ફાયદારૂપ છે કે નુકસાનકારક, ચર્ચા કરો.

